# પ્રસ્તાવના

પ્રેમયોગીને ઘણા વર્ષથી હું ઓળખું છું. શિક્ષણ માટેના એમના સતત શાંત રસથી, અને બાલસ્વભાવ નિરીક્ષણના અભ્યાસ માટેની ધીરજથી હું પરિચિત છું. શિક્ષણના એક વિદ્યાર્થી તરીકે અભ્યાસનો શોખ એમણે ચાલુ રાખ્યો છે. એમાં ઘણી વખત મસ્ત મેં જોયા છે.

બાલસ્વભાવને સમજી તેને તેની રીતે પોષવું એ માનસશાસ્ત્રનો સિદ્ધાંત બહુ રીતે એમણે આ પુસ્તકમાં રજુ કર્યો છે. એ કરતાંય માનસશાસ્ત્રના બધા સિદ્ધાંતોને એમણે ખૂબ વ્યવહારૂ દૃષ્ટિ આપી છે. શિક્ષક, માતા, પિતા, વડિલ સર્વને ઉપયોગી થઈ પડે એવી ચોકખી વ્યવહારૂ સૂચના–દિશા આ પુસ્તકમાં જ્યાં ત્યાં જડે છે એ એની વિશિષ્ટતા છે.

આ દૃષ્ટિથી ગુજરાતીમાં ઘણાં પુસ્તકો લખાવાં જોઈએ.

એમ. ટી. વ્યાસ.

એમ. એ., એડ્યુકેશન [લંડન]

પ્રીન્સીપલ

ધી ન્યુ ઈરા સ્કૂલ

ઉપકાર—મુંબઈ નિવાસી શેઠ મુરાજ બંદાલીભાઈ ઈસ્માઈલની ઉદાર અને મમતાભરી સહાયથી આ પુસ્તક પ્રકટ થવા પામ્યું છે.

## સ્તનંધયાવસ્થા ઉમર ૦ થી ૧

પેટે ચાલનારાં પ્રાણીના જેવી આ અવસ્થા છે.

હિંદુસ્તાનમાં દર વર્ષે સવા કરોડ બચ્ચાં જન્મે છે. અને પોણો કરોડ મરી જાય છે. ૬૦ ટકા.

ગુજરાતમાં ૧૯૧૮ માં ૧૦૭૪૮૩ જન્મ. ૨૭૪૦૯ મરણ. લગભગ ૪૦ ટકા.

ફ્રાન્સના વિલઅર્સ-દ-લક ગામડામાં છેલ્લાં દસ વર્ષથી એક પણ બચ્ચું મરણ પામ્યું નથી.

| જન્મ વખતે | ઉંચાઈ ઇંચ | વજન રતલ |
|---|---|---|
| ૦ | ૧૯½ | ૭ |
| માસ ૧ | ૨૦½ | ૭¾ |
| ૨ | ૨૧ | ૯½ |
| ૩ | ૨૨ | ૧૧ |
| ૪ | ૨૩ | ૧૧½ માથું ટટાર રહે. |
| ૫ | ૨૩½ | ૧૪ |
| ૬ | ૨૪ | ૧૫ હસે. |
| ૭ | ૨૪½ | ૧૬ વસ્તુ પકડી શકે. |

| | | |
|---|---|---|
| ૮ | ૨૫ | ૧૭ કરોડ સીધી રહે. |
| ૯ | ૨૫½ | ૧૮ બેસે. દાંત દેખાય. |
| ૧૦ | ૨૬ | ૧૯ ઉભું થાય. |
| ૧૧ | ૨૬½ | ૨૦ ટેકાથી ચાલે. |
| ૧૨ | ૨૭ | ૨૧ શબ્દ બોલે. |

દોઢ વર્ષે બરાબર ચાલતાં શીખે.
બે વર્ષે તાળવાનો ખાડો પુરાઈ જાય.
અઢી વર્ષે બધા દાંત આવી જાય.
રડે ત્યારે જ ધવરાવવું એ ભૂલ છે.

| ઉમર | કલાક | વખત | તોલા | કુલ |
|---|---|---|---|---|
| ૨ થી ૭ દિવસ | ૨ | ૧૦ | ૩ થી ૫ | ૩૭ |
| ૨ થી ૩ અઠવાડિયાં | ૨ | ૧૦ | ૪ થી ૮ | ૭૦ |
| ૪ થી ૫ ,, | ૨ | ૯ | ૬ થી ૮ | ૭૫ |
| ૧।। થી ૩ માસ | ૨½ | ૮ | ૮ થી ૧૩ | ૧૦૦ |
| ૩ થી ૫ ,, | ૩ | ૭ | ૯ થી ૧૫ | ૧૦૫ |
| ૫ થી ૯ ,, | ૪ | ૬ | ૧૩ થી ૧૯ | ૧૧૫ |
| ૯ થી ૧૨ ,, | ૪ | ૫ | ૧૮ થી ૨૦ | ૧૧૫ |

૯ માસ પછી ગાયના દૂધ પર લઈ. પછી ધીરે ધીરે એને અનાજ આપો.

૧૯૦૦૯

# બાલ્યાવસ્થા ઉમર ૧ થી ૫

માનવ જાતિ પત્થરનાં હથિયાર વાપરતી ત્યારે જે સ્થિતિમાં હતી તે જ સ્થિતિમાંથી બાલક આ ઉમરે પસાર થાય છે. આ અરસામાં શરીરવિકાસ સાથે ઈન્દ્રિયવિકાસ પણ થાય છે. અત્યારે તેને રક્ષણ, હુંફ, ખોરાક અને સગવડની જરૂર છે.

એની દુનિયા પહેલાં પોતાથી અને પછી માતાથી શરૂ થાય છે. ક્રમે ક્રમે તે આજુબાજુની વસ્તુઓને જોવા, સાંભળવા, સ્પર્શવા, સુંઘવા કે ચાખવા મથે છે.

આપણો 'પ્રેમ' શબ્દ આ ઉમરે તેનામાં હોતો નથી: મા તરફ પણ નહિ. તેમને તો ખોરાકની જરૂર છે. પ્રથમ મા આપે છે; પછી પિતા આપે છે. માબાપ તેનું રક્ષણ કરે છે. સમજુ હશે તો તેના અખતરાઓમાં સહાય આપશે.

આપણી માફક બાલકને ખરાખોટાનું ભાન નથી. તેઓ જીવનની પ્રાથમિક દશામાં છે. તે તો માત્ર જીવે છે અને શરીરથી વધે છે. વધતું અટકવું કે માંદા પડવું; એ એમનામાં ગુનો ગણી શકાય.

યોગ્ય માતપિતા જ આ પોતામાં જ રમતા બાલકને સાચી મદદ કરી શકે. આ ઉમરનાં બાલકો સાત કરતાં વધુ ભેગાં ન હોય તો સારૂં. જુદી જુદી ઉમરનાં હોય તો ઈચ્છવાજોગ છે. ઘર ઘર અને માતાપિતાની રમત રમે એ પણ સારૂં છે.

એમની કેળવણીમાં ગૃહીણી–માતા જેટલું કરી શકે તેટલું જ પુરતું છે. ઘરકામ કરતાં કરતાં ફાજલ પાડી શકાય તેટલો જ વખત પુરતો છે. સહજ મળતી કુદરતી ચીજો જેવી કે પૃથ્વી, પાણી, માટી, લાકડી અને પત્થર તેમને પ્રથમ આપો.

પાટલી, ટેબલ અને ખુરસીથી શણુગારેલો હાલની નિશાળોનો સાંકડો ખંડ તેમને માટે જેલ જેવો છે. તેમને તો વિશાળ ખંડ જોઇએ. તેમાં એમની રમતનાં સાધનો હોય. ખંડનું એક બારણું બગીચામાં પડતું હોય.

બાલકો ઘર કે શાળાથી દૂર જવા માગતાં નથી. તેમને તો ઈન્દ્રિયવિકાસ સાધવો છે; એટલે હાથમાં આવ્યું તે પકડે છે, જુએ છે, અને ચાખે છે. જ્ઞાનની વિશાળતા તેમને નથી જોઈતી પણ ઉંડાણ જોઇએ છીએ. કુદરતી ચીજોને છીનવી લેતાં આપણાં શહેર તેમનો વિકાસ અટકાવે છે.

બાલકને ખુલ્લા પગે દોડવા દો. બુટ અને મોજાં તેમને અગવડ ભરેલાં લાગે છે. જમીનના સ્પર્શથી તેમને ઓર સંતોષ થાય છે. ઠંડી કે ગરમીને તે ગણકારતાં નથી. કુદરત એ જ એમનું જીવન છે.

જાજરૂ કરતાં ખુલ્લામાં જ માટી નાંખી તેમને બેસાડો. પાણી અને પ્રકાશથી મળતો દરેક અનુભવ તેમને પુરેપુરો લેવા દો. દિગંબર વેશે તડકામાં ભલે દોડે. જળમાં ભલે નગ્ન નહાય. કાદવમાં ભલે છૂટથી રમે.

મોન્ટીસરી સાધનોથી કામ કરનાર શિક્ષક આ સાંભળી ચમકશે. પણ કુદરતમાંથી ઝુંટવી લઈ બાલકને એક ઓરડામાં ગોંધવાનું તો એ બાઈ પણ ના પાડે. સાધન પહેલાં ને કુદરત પછી; એમ તો કોઈ પણ કેળવણીકાર કબૂલ નહિ કરે. કુદરત પહેલી ને સાધન પછી.

ખરેખર સાધનો સર્વોત્તમ છે. પણ તેનું સ્થાન બાલકને આપણા સુધારામાં બંધબેસ્તું કરવા પુરતું છે. સાથે સાથે રંગીત ચાક કે જાડી પેન્સીલ પણ આપો. તેમને લીટા દોરવા ભીંતનો એક ભાગ પણ રાખો.

બાલકનાં શરૂઆતનાં આ વર્ષ અતિઘણાં અગત્યનાં છે. આ ઉમરે જ તે દુનિયાના સંસર્ગમાં આવે છે. જીંદગીનાં પહેલાં વર્ષમાં જ તેને ખરી કેળવણી મળે છે. **Jean Paul** કહે છે, કે જીવનનાં પ્રથમ ત્રણ વર્ષમાં બાલક જે શીખે છે તેટલું તો કોલેજના ત્રણ વર્ષમાં પણ નહિ શીખતો હોય.

## બટુકાવસ્થા                    ઉમર ૫ થી ૮

બાલ્યાવસ્થાની કેળવણી બટુકાવસ્થા કરતાં જુદી છે. તે અવસ્થામાં ફક્ત શરીરનો વિકાસ થાય છે. આ અવસ્થામાં લાગણીઓનો વિકાસ થાય છે. બંનેના વર્ગ સાથે સાથે રાખી શકાય.

બટુકમાં હર્ષ, બીક, મગરુબી, કુતૂહલ, પ્રકટે છે. માતાપિતા પાસેથી જે શકિત લેતો તે હવે નાના સાથીઓ પાસેથી લેવા માંડે છે. પોતાની ને સામાની લાગણી સંતોષવા મથે છે. અહિંથી ટોળામાં ભળવાની શરૂઆત થાય છે. તેઓ અજાણતાં લાગણીઓદ્વારા આ અનુભવે છે.

એક બીજાને અડપલાં કરશે. નાના પાયા પર લડાઈ પણ થશે. દેખરેખ રાખનારનું કાર્ય જરા અઘરૂં બનશે. છતાં આ સ્થિતિ અનિવાર્ય છે. તેને શકિત આપવાની સારી રીતો બતાવી શકાય. પણ કડવો બોધ કે સૂકાં ભાષણ અસર નહિ કરે. ક્યારે, ક્યાં અને કેવી સહાય કરવી એ તો અનુભવ અને પ્રેરણાથી જ નક્કી કરી શકાય. ઘણુંખરૂં તો સહાયની જરૂર જ નથી. માગે તો બાલક બની આપો. આ ઉમરે તેઓ અંદરે અંદર ભારે નુકસાન કરી શકતાં નથી. બહુ બહુ તો તેમને અટકાવવાં.

બટુકમાં હિંમત જેવી લાગણી હોતી નથી. આગળ જતાં એ હિંમતવાન થશે. આ ઉમરે તો ભય જ દેખાય છે. ભયને અંગે આવતી ક્રૂરતા પણ હોય છે. ભય અને ક્રૂરતા એવાં તો સંકળાયલાં રહે છે, કે બંનેને જુદાં તારવી શકાતાં નથી. માખીનો પગ ઝાલી તોડે કે મંકોડાને કચરી નાંખે, કુતરાને લાકડી મારે કે પક્ષી તરફ પત્થર ફેંકે. એને થતું દરદ એ અનુભવે છે અને પોતાના બળનો ગર્વ કરે છે. વધુ પડતી ક્રૂરતા હોય તો જ બટુકને તપાસો. ઘણી વાર પ્રાણીમાં બાપ કે મા કલ્પિ તેને મારતો હોય છે.

કેટલાંક અણસમજુ માબાપ બટુકને જરૂર કરતાં પણ વધુ શકિત આપે છે. તેનું પરિણામ શારીરિક શિક્ષા કરતાં પણ વધુ બુરૂં આવે છે. વધારે પડતી સંભાળ લેવાથી એ સદાનું અપંગ બની જાય છે. આથી જ પહેલા ખોળાનાં બાલકો ઘણુંખરૂં નબળાં હોય છે.

એના નાના બાલ હરિફો સાથે એને લડતો રોકવાથી આપણે હંમેશને માટે તેનામાં ક્રૂરતા ભરી રાખીએ છીએ. કુદરતી વિકાસ થશે તો કોઈ પણ બાલક ક્રૂર રહેશે નહિ.

કોઈ કોઈ બટુક આ ઉમરે ખિજાય છે. અગર બીજાને ચીડવે છે. લાતો મારે છે. જરાક સમજપૂર્વક ધીરજથી સમજુ માબાપ કે શિક્ષક તેને યોગ્ય માર્ગે વાળી શકશે. પણ સખ્તાઈથી દાબી દેવા જશે તો ભવિષ્યમાં

ભયંકર રૂપ ધારણ કરશે. ક્રૂરતામાં જ રસ લેતું બની જશે. બટુકાવસ્થા **Palaeolithic** લોકોને બરાબર મળતી છે. તે કામચલાઉ ટોળામાં રહે છે. ટોળાને વફાદાર નથી. વ્યવસ્થા આવડતી નથી, મોટો શિકારી બન્યો નથી. મોટાં પ્રાણીથી ડરે છે. નાનાં હાથ ચઢતાં પ્રાણીનો જ શિકાર કરે છે. કદી કદી મરેલાં જાનવર, ફળ કે કંદમૂળ એનું ભક્ષણ છે. બટુકો પણ કોઈ વાર મરેલું જંતુ કે પ્રાણી લાવે છે.

આ ઉમરે ભય મુખ્ય છે. બીકને પોષે એવી રમતો ગમે છે. ભય કલ્પિ નાસે છે. બી'વું એ આ ઉમરે દુર્ગુણ નહિ પણ સદ્‌ગુણ છે. સંતાકુકડી જેવી રમતો એમને ખૂબ ગમશે.

પ્રાણીની પાછળ તડી ભય પ્રકટ કરે છે. **Pfister's**ની **Love in children** નામની ચોપડીમાં એ બટુક માટે કુતરા, બિલાડી, સસલાં અને હરણ જેવાં પ્રાણીઓ રાખવાની ભલામણ કરે છે. બટુક પ્રાણીમાં ઘણી વાર માતા કે પિતા ધારી વર્તશે. અગર પોતાના બાલપણને એમાં જોશે. માબાપ પ્રત્યેનો સ્નેહ કે ધિક્કાર એ આમ પ્રકટ કરશે. વળી આ રીતે એનો પ્રાણીમિત્રો સાથેનો કુદરતી

સંબંધ પણ સચવાશે. આ ઉમરે પ્રાણીઓ કેળવણીમાં અતિ અગત્યનો ભાગ ભજવે છે.

અગ્નિથી પણ બાળક બીને છે. Palaeolithic ની માફક હજુ એને એના ઉપયોગનું જ્ઞાન નથી. ઢકાડશે એટલું જ એ જાણે છે. સળગતું લઈ દોડે છે. જાણે કલ્પિત શત્રુને ઢકાડશે. બળતામાં કંઈક નાખી બળતું જોઈ રહે છે. માબાપ પ્રતિ સારી લાગણી નહિ હોય તો એમનું કંઈક એમાં ફેંકશે. એને દેવતા સમીપે જાળવવા પણ અટકાવવો નહિ. સમજતાં બધું ભૂલશે. ચોરીઆં નહિ કરે. આ રીતે ભય એ પણ કેળવણીનું એક અંગ છે. તે અનુભવી પસાર થવું જ જોઈએ. એ પછી જ એનામાં હિંમત આવશે.

નૃત્યઃ બહુ વ્યવસ્થિત નહિ એવું નૃત્ય બાળકોને જરૂરી છે. એની અગત્ય ઘણા નથી જાણતા. જાણે છે તે ડરે છે. કલ્પિત પ્રાણી કે પરી જેવાં કપડાં પહેરી નાચવું એને ગમશે. તબલાં, ઢોલક કે ગ્રામોફોનથી એને તાલ આપો. બીજાં વાજીંત્રો પણ આવડે તો વાપરો. પણ યાદ રાખજો કે હજુ એને ગાયન કે વાદન નથી જોઈતું. માત્ર તાલબદ્ધ નૃત્ય જ જોઈએ છીએ. આ રીતે એને સંગીતમાં લઈ શકાય. નૃત્ય સાથે રમતો રમાય તો પણ સારૂં. એમાં બહુ

પડતી ચોકસાઈ કે પ્રદર્શન થશે તો મઝા ઉડી જશે. એને ન ફાવે કે તરત જ બંધ રાખો.

ઘણું જણ ભેગાં રમે એ બટુકને નહિ ગમે. તે જલદી થાકે છે. મોટાંની સહાય વગર ઘણાં ભેગાં નહિ રમી શકે. મોટાંએ થોડી જ મદદ આપવી. દબાણ જરા પણ નહિ. મોટાના ઉત્સાહે તેમને ખેંચવાથી નુકસાન થશે.

બટુક કલ્પિત વાર્તાઓ અને સરસ ચિત્રો રસપૂર્વક માગશે. વાર્તા અને ચિત્રદ્વારા તેનામાં વાચનની ઇચ્છા પ્રકટશે. આ ઉમરે વાચન યોગ્ય છે. મોન્ટીસરી વર્ગમાં એ અક્ષર શીખ્યો હશે. વંચાવી દેવાની ઉતાવળ ન કરો. ચિત્ર અને વાર્તાદ્વારા રસ જગાવો.

આ ઉમરે ઘણાં બટુક પૂછે છે, કે હું કયાંથી આવ્યો ? એના પછી જન્મનારને જોઈ એને કુતૂહલ થાય છે. તેમને આ બાબતમાં સાચું જ્ઞાન આપવાની આ સુંદર તક માબાપ કે શિક્ષક ગુમાવશે તો ફરી નહિ મળે. કેવું અને કેટલું સમજે એ તો ઉમર અને પ્રશ્ન પરથી નક્કી કરાય; પણ આડીતેડી વાત કરી મોટેરાં ગભરાશે તો તેના જીવનમાં જાતિય ભયંકરતા ઉભી થશે.

બટુક સ્વચ્છતા જાળવી શકે. આજુબાજુના માટે પણ એ જરૂરી છે. મોટાંએ તેને સ્વચ્છતા સાચવવામાં મદદ કરવી જોઈએ: એને તમારી સાથે નવડાવો. બટુક જાતે હજુ પુરેપુરી સ્વચ્છતા જાળવી શકતો નથી. ઘણાને હજુય ધૂળ કે કાદવ ગમશે. થોડા વખત એને લેવા દો અને એ જ રીતે એમાંથી એનો રસ સદાને માટે જશે.

હવે એનું જીવન વિસ્તૃત થતું જાય છે. વધુ વધુ અનુભવો માટે એ તૈયાર થાય છે. કંઈક આંકડા પણ એ શીખે છે. એને ગણતરી કરવાનું મન થાય છે. આ સમયે વાપરવા માટે એને થોડા પૈસા પણ આપો. દુકાન માંડવાની રમત રમાડો. બીજાને ગણતાં જોઈએ નોટ અને પેન્સીલ માગશે. કોઈ બટુકમાં ગણિતની ઇચ્છા મોડી જન્મે તો જરાય ગભરાવું નહિ. જરા શાંતિપૂર્વક થોભી જવું.

બટુકમાં વડિલની નકલ કરવાની વૃત્તિ બળવત્તર છે. આ એના શિક્ષણમાં ભારે અગત્યનો પાઠ ભજવે છે. એને એવા મનુષ્યની સમીપ રાખો, કે જેની નકલ કરવામાં કંઈ પણ વાંધો ન હોય. માબાપ અને શિક્ષકે પણ એના આગળ નમુનેદાર રહેવું જોઈએ.

## કિશોરાવસ્થા ઉમર ૮ થી ૧૨

આ ઉમરે બાલક વળી પુનર્જન્મ પામે છે. હવે તેના તરવરાટમાં આંતરપ્રેરણા ભળે છે.

કાંસાનાં હથિયાર વાપરતા આપણા વડવાઓની દશાએ એ પહોંચે છે. નાની નાની રમતો ગમે છે. ચાખવા સુંઘવાની સ્થિતિ એણે પસાર કરી છે. આ ખાવું કે આ ના ખાવું એ જાણે છે. શોધીને મોટો શિકાર કરી શકે છે. પશુ પાછળ દોડે છે. ઝાડ પર ચઢે છે. ઝરામાં નહાય છે. તરે છે. ઘોડેસવારી ગમે છે.

ઘર કે શાળા બહારના જીવનમાં હવે તેમને લેવા જોઈએ. વર્ગમાં શિક્ષક ગમે તેટલું સરસ વર્ણન કરે તો પણ પ્રત્યક્ષની ખોટ તો નહિ જ પુરાય. વડિલની સહાય હજુ જરૂરી છે પણ બહુ સમજપૂર્વક સહાય કરવી જોઈએ.

શાળાના શિક્ષણમાં કિશોરને, આલેખન, રંગપૂર્ણિ, સૃષ્ટિસૌન્દર્ય જ્ઞાન, પ્રાણી સંબંધી વાચન, પદાર્થ વિજ્ઞાન, ખગોળ અને ભૂગોળવિદ્યા આપો. આ બધા વિષયો ઠરાવેલે વખતે જ વર્ગમાં પુરી શિખવવાની જરૂર નથી. સવાલ પૂછે તેના જવાબ આપો. ફરતાં ફરતાં બે ત્રણને જીજ્ઞાસા થશે ને પૂછશે. તેમને સમજાવતાં ભલે બધો વર્ગ સાંભળે. વિષયવાર

નક્કી કરેલાં પાઠય પુસ્તકોની જરૂર નથી પણ શિક્ષક પાસે સરસ યોજના અને સુંદર પુસ્તકો હોવાં જોઈએ.

સગવડ ખાતર કિશોરનો જુદો વર્ગ હોવો જોઈએ. તેમાં તેમની વસ્તુઓ રહે. ધનુષ્યબાણ, એરગન, ગોફણ, રમકડાં, પુસ્તક વગેરે. એમાં બંધબેસતું ફરનીચર પણ રાખો. તમારી દૃષ્ટિએ સુંદર લાગતી તકલાદી ચીજો એમને માટે નકામી છે, વારંવાર એને સાચવવા સૂચનાઓ આપવી પડે એનો કંઈ અર્થ નથી. કળાની દૃષ્ટિ વસ્તુદ્વારા નહિ પણ કુદરતદ્વારા જ આવી શકે. વડિલની પ્રેરી નહિ પણ સ્વયંભૂ.

દરેકને વસ્તુ રાખવા એકાદ નાનકડું મજબુત કબાટ આપો. વર્ગની ભીંતો આછા રંગે રંગેલી રાખો. ભીંત પર કિશોર કંઈ લખે કે ચીતરે તો તેમને રોકશો ના. આ સ્થિતિએ ગુફામાં રહેતા પૂર્વજો પણ એમ જ કરતા. રંગ તૈયાર રાખો, વારંવાર ધોળી દો. રંગ ખાતર એમનો વિકાસ અટકાવતા ના.

વર્ગશિક્ષક બાજુએ બેસી ભલે પોતાનું કાર્ય કરે. જરૂર પડતાં કામ પડતું મૂકી માગી મદદ કરે. કિશોર કિશોરી સાથે જ હોય. કુદરતે હજુ તેમનામાં ભેદ પાડયો નથી. પહેરવેશ પણ સરખા રાખો. હાફપેન્ટ અને શર્ટ આ ઉમરે

બંનેને બંધબેસતું, સરળ અને સગવડીઉં છે. જુદા પહેરવેશથી તેમને આપણે વહેલાં સભાન કરીએ છીએ.

કિશોરાવસ્થામાં ચોરી કરવાની વૃત્તિ પ્રકટે છે. હજુ મંડળની સઘળી જવાબદારી તેનામાં આવી નથી. આવતાં એ આપોઆપ અટકશે.

કિશોરાવસ્થામાં ઘર બાંધવું બહુ ગમે છે. બગીચામાં, ગામ બહાર, કે શાળા પાસે કોઈ ઝાડ નીચે તેમને ઘર બાંધવા દો. તેમને ભારે મઝા પડશે. તેમાંથી ઘણું ઘણું શીખી જશે. ગામડાના માંડવા પણ ચાલી શકે. કિશોર જ બધું ભેગું કરી લાવે ને બાંધે. જો જો તો ખરા. એ કયાં કયાંથી શોધી લાવશે. બે, ત્રણ કે ચારની ટુકડી બની બાંધે. સાથી તરીકે કિશોર કિશોરી બંને હોય. એમને ભેદની પડી નથી.

ઘર બાંધ્યા પછી તેમાં રાંધવું, જમવું, એકાદી સાદડી કે શેતરંજી પાથરી તેમાં સૂવું, અને આમ એકાદ દિવસ કે રાત ગાળવી. ઘર વાળી ને એ સ્વચ્છ પણ કરશે. કેટલાક તો ફૂલ અને પાંદડાં વડે તેને શણગારશે. આ સ્ફૂર્તિ એકમેકના સહકારથી આવશે. એમને જાતે જ વ્યવસ્થા કરવા દો. કાર્યમાં રસ પડતાં પોતાની સર્વ શક્તિ એકઠી કરી એ એમાં એકતાર બનશે. ભાનભૂલીને કાર્ય

કરશે. સાથે સાથે સહજીવન અને સહચાર અનુભવશે. આમ એ જાતે જ ખરું જ્ઞાન-કેળવણી-લેશે. વર્ગમાં પુસ્તકદ્વારા આ વસ્તુ તો સો વર્ષે પણ નહિ શિખવાય. મોટાંની શક્તિની એને જરૂર નથી.

ચોમાસામાં તેમને રંગપૂર્ણિ, પેસ્ટલ અને કલે આપો. કાગળ અને કાતર આપો. પૂઠાં, પાટીઆં, કે પતરામાંથી તેમને રમકડાં બનાવવા દો. રૂીઆનું કામ પણ આપો. સીવવું, ગૂંથવું ને ભરવું પણ સોંપો. બંને પોતાનાં કપડાં બનાવશે. પેરણ, ચડ્ડી ને રૂમાલ. જો જો તો ખરાં એમના આનંદને સીમા નહિ હોય. માટી હજુય એમને ગમે છે. તેમના રચેલા આકારો એમને મન સંપૂર્ણતાની મૂર્તિઓ છે.

આ ઉમરે કલ્પિત અને પરીની વાર્તાઓ જરૂરી છે. તાપણી વખતે કે ફરવા લઈ જાઓ ત્યારે એમને કહો. તાપણીની આજુઆજુ ગોળ કુંડાળામાં તેમને બેસાડો. આવી વાતોદ્વારા એની આંતરપ્રેરણા કેટલાંક સત્યો ગ્રહણ કરશે.

આટલું બસ નથી. એને એના શરીરનું જ્ઞાન પણ જોઈએ. ક્યાંથી જન્મ્યો એટલું બસ નથી. ગર્ભમાંથી બાલક કેમ થયો એ પણ એને જાણવું છે. માતાપિતાનો પરસ્પર પ્રેમ જોઈ તે પ્રેમ વિષે પોતાના ખ્યાલ બાંધશે. તેમના

આગળ તમારા પ્રેમની જ છાપ રહેવાની છે. એને લાગણી પ્રધાન કંઈ પણ જોઈતું નથી. પણ બાલજન્મનાં મૂળતત્વો એને જાણવાં છે. એ એને યોગ્ય રીતે સમજાવો.

ઘર ઘરની રમત રમતાં વર વહુની- એમની ભાષામાં તો માતા પિતાની–રમત રમશે. કદાચ સાથે સૂઈ પણ જશે. આ જોઈ વડિલે જરાય ગભરાવાની જરૂર નથી. હજુ એમની જનનેન્દ્રિય વિકસી જ નથી. પોતાની બીકણુ માન્યતાઓથી ગભરાઈને એને ચમકાવશો તો પરિણામ ભયંકર આવશે.

તડકામાં કે પાણીમાં તેમને નગ્ન રમવા દો. આથી એમનામાં સંતાડી વસ્તુ જાણવાની આતુરતા ઘટી જશે. અત્યારે જે રોગથી આખોય સમાજ પિડાય છે તેમાંથી એ બચશે. હાથથી જનનેન્દ્રિય પકડે તો પણ ગભરાશો ના. એથી કશું નુકસાન થતું નથી.

શિકારીની ચપળતા, તીક્ષ્ણ નજર, તીવ્ર ઘ્રાણેન્દ્રિય, સચોટ તાક, ટેકરા ચઢતાંઉતરતાં પગલાંની ચોકસાઈ, શિકાર ન જાણે તેમ ચુપકીથી જવું, આ બધું શરીરના કાબૂથી જ આવે છે.

## કૌમારાવસ્થા ઉમર ૧૨ થી ૧૫

આ ઉમરે ભારે ફેરફાર થાય છે. શરૂઆતમાં સંપૂર્ણ શિકારીની સ્થિતિએ પહોંચે છે. છેલ્લાં વર્ષમાં એનામાં વ્યકિતત્વ આવે છે. બાલ્યાવસ્થામાં તેની દુનિયા તેના પોતામાં જ સમાતી. બટુકાવસ્થામાં નાના ટોળામાં ભળ્યો. કૌમારાવસ્થામાં ટોળામાંથી બરાબર ખીલી વ્યકિતત્વ મેળવ્યું. તરુણાવસ્થામાં એ બંડખોર બની બધાની અસર જાણે ફગાવી દેતો લાગશે. આ રીતે કૌમારાવસ્થા એ બટુકાવસ્થાની સંપૂર્ણતા અને તરુણાવસ્થાની તૈયારી જેવી છે.

હવે તેનામાંથી શક્તિ વહે છે. તનમનાટ આવે છે. જીવન અટપટું બને છે. મોટી રમતો રમે છે. સાહસ કરવું ગમે છે. તેને યોગ્ય માર્ગ નહિ મળે તો સાહસ ખાતર સાહસ કરશે. હિંમતને દૂરથી વખાણતો નથી પણ પોતે બતાવે છે. સાહસ અને પરાક્રમની માત્ર વાતોથી તેને કંટાળો આવ્યો છે. હજુ તે તેને ઉશ્કેરે છે પણ હવે કુમારમાં લાગણીઓ પ્રકટી છે. એને આ શકિતનું અભિમાન છે. વધુ વધુ સાહસ ગમે છે. પોતે કરેલાં પરાક્રમનું અતિશયોક્તિ ભર્યું વર્ણન આપે છે. આ માટે એને તાગણી વખતે તક આપો.

કુમાર ચોરી કરે છે પણ કુમાર પાસેથી નહિ. શાળા કે ઘરની વસ્તુ જ ઉઠાવે છે. એને મન એ બહુ જીવતી વસ્તુઓ નથી. મંડળની જવાબદારી સમજતાં જ એ ચોરી કરતો બંધ થશે. એનામાં પ્રેમ જાગૃત થતાં જ ચોરી અટકશે.

એને સુથારી ઓજાર આપો. પોતાને માટે નાનકડું ઘર કે ઝુંપડી બાંધવા દો. એને ગમતું બધું તેમાં ગોઠવવાં દો. એનું અભિમાન એને લેવા દો. ખુરસી. ટેબલ, પાટલી, હોડી બધું બનાવવું એને ગમશે. વડિલની ડખલ ન હોય એવો એક ખંડ તેને જોઈએ. એમાં એના બેત્રણ મિત્રો મળશે. વડિલના ધોરણે કદાચ એ સુઘડ નહિ લાગે. કારણ કુમારને કાર્યની પડી છે, કાર્ય પદ્ધતિની નહિ. કામ કરતો કરતો ઓજાર વગેરેની એ સંભાળ રાખતો થશે. માબાપ કે શિક્ષકની ઉતાવળથી આવેલી સુઘડતા તો કૃત્રિમ છે.

બટુકાવસ્થામાં ટોળામાં રહી એ શિખવાનું શીખ્યો. કૌમારાવસ્થામાં ટોળા સાથે કેમ વર્તવું એ શીખે છે. તેને ટોળાના નાયક થવું ગમે છે. ટોળામાં રહ્યો રહ્યો પણ પોતાનું બળ કેમ વાપરવું એ શીખે છે. હવે તો શક્તિ લે છે તેમ જ બીજાને આપી પણ શકે છે. તે આંતરપ્રેરણાદ્વારા ટોળાની ઉપયોગીતા અનુભવે છે. તેમાં પોતાની જાતને સારી રીતે કેમ ભેળવી દેવી તે તેને આવડે છે. ટોળાના અભિપ્રાય

પોતાના ગણે છે. ટોળાનો હક પોતાનો હક માને છે. તેના ભલામાં પોતાનું ભલું જુએ છે. અને તેનું સ્વમાન જાળવવાથી પોતાનું સ્વમાન જળવાયું તેને લાગે છે. આ અવસ્થામાં જ તે ટોળાનો ખરેખરો અવયવ લાગે છે.

**બુદ્ધિની કેળવણી**–કૌમારાવસ્થામાં જ એ પ્રથમ સમજપૂર્વક બુદ્ધિનો ઉપયોગ કરે છે. પહેલી જ વખત તેનામાં લાગણી, ઉર્મિ, આંતરપ્રેરણા અને બુદ્ધિ, સાથે કાર્ય કરે છે. આમ ચારેય તત્વોના પરિણામે થતો વિકાસ, ફેરફાર, ખીલવણી અને ક્રાંતિ આ અવસ્થાનાં મુખ્ય ચિહ્નો છે.

કૌમારાવસ્થા મુશીબતથી ભરેલી છે. બુદ્ધિ ખીલતાં એને માનસિક ખોરાક જોઈશે. બધા જ શિક્ષકો આ વાત જાણે છે, પણ સમજે છે થોડા. કુમારને શું અને કેટલું પથ્ય થશે, તેનો તો વિચાર જ નથી. હાલની શાળાઓ તેમનામાં ખૂબ ભરી દેવાની વૃત્તિવાળી છે. તેમને પરીક્ષા, વર્ગ કે ઈનામ માટે જ તૈયાર કરે છે. થોડા વખતમાં વધુ ભણાવી દે તે સારો શિક્ષક ગણાય છે. માબાપો પણ આ માન્યતાથી બચ્યાં નથી. ભૂખ લાગે ત્યારે જ ખવાય એ સિદ્ધાંતને અહિં લાગુ પાડતાં નથી. એને ઇચ્છા છે કે નહિ તે જાણ્યા સિવાય, અગર તો જમનારની સાવ ઉપેક્ષા કરીને, વડિલને મનપસંદ ખાદ્યપદાર્થોથી ભરેલી થાળી

લઈ તેની પાછળ પાછળ ફરવામાં આવે છે. શું આ હાસ્યજનક નથી? બુદ્ધિ પર બોજો ભરવાની શી જરૂર? અત્યારે તો ઘણી નવી શાળાઓ નવી યોજનાઓ અજમાવી નક્કી કરી રહી છે, કે વિદ્યાર્થી એ જ અગત્યની વસ્તુ છે. એને લક્ષમાં લઈ તમે બધું નક્કી કરો. અફસોસ! હજુય વર્ગશિક્ષણ ચાલ્યા જ કરે છે. જુની ઘરેડમાંથી નીકળવું નથી ગમતું. વર્ગમાં બધાં જ સરખાં નથી હોતાં. પરિણામે શિક્ષક વ્યક્તિગત કંઈ જ કરી શકતો નથી અને અપંગ ને અપંગ જ રાખે છે. અરે, એટલેથી પતતું નથી હુશિયારને એ રોકી રાખે છે. આનો નિવેડો ડાલ્ટન લેબોરેટરી પ્લેન સાથે ભાત્રણથી આવી શકે એમ છે.

કુમારને યોગ્ય પુસ્તકાલય અને કારખાનું–હુન્નરશાળા–જોઈએ. એનો એક નેતા શિક્ષક કે વડિલ હોય. તે તેમને ઘટતી મદદ અને સલાહ આપે. સત્રની શરૂઆતમાં સર્વ મળે. વ્યકિતગત તપાસી દરેકને માટે જુદો જુદો કાર્યક્રમ ઘડે. રસ પડતી વસ્તુઓ આપે. વળી તે પ્રસંગે કુમારો પોતાનો નેતા ચુંટે. કેટલાં ભાત્રણ રાખવાં એ સર્વેની સલાહ પછી નેતા નક્કી કરે. પુસ્તકશાળા કે હુન્નરશાળાનો વખત પણ તે જ જાહેર કરે. આવી રીતે તેને પોતાની યોજના ઘડવાની તક આપો. ઘણાને આ નહિ ફાવે. કેટલાક તો છ અઠવાડીઆમાં થાકી જશે. જુની ઘરેડમાંથી નીકળતાં

ઘણા તો ગભરાશે ને શરૂઆતમાં નિરાશ પણ થશે. છતાં ધીમે ધીમે નવીન માર્ગે ચડી જીવન અનુભવશે. સંમેલન પ્રસંગે અંદરે અંદર ચર્ચા કરી મુશીબતો રજુ કરશે. આ રીતે દરેકનો વ્યકિતગત અભ્યાસક્રમ થવાથી એ જવાબદાર સ્વતંત્રતા અનુભવશે.

એમને અંક, અક્ષર અને રેખા ગણિત, ભૂગોળ, વિજ્ઞાન, સાહિત્ય, ઇતિહાસ અને સંગીત આપો. દરેકનાં મૂળતત્વમાં એને મઝા પડશે. વખતપત્રક પણ એને ફાવશે. પણ એનો અમલ લશ્કરી નહિ પણ કુટુંબભાવનાથી કરો. કોઈ કુમારને ઊંઘ આવે તો પણ ના ઊંઘી શકે એવી સખ્તાઈ તો શાળામાં ના જ પાલવે. વળી શારીરિક શ્રમ પ્રત્યે ઘૃણા ઉત્પન્ન કરતી હાલની શિક્ષણપદ્ધતિ ત્રાસજનક છે. કુમાર ઘરકામ પણ કરે. રાંધવાથી માંડી વાસણ માંજવાં, કપડાં ધોવાં અને બાપ ખેડુત હોય તો ચાર લાવવી ને ખેતીમાં પણ મદદ કરવી.

દરેક વિષયવાર પુસ્તકશાળા રાખો. તે જ વિષયનો એક નિષ્ણાત શિક્ષક જોઈએ. તે વર્ગને જરૂર પડતાં પાઠ આપે. ઘણું ખરૂં કામ તો ક્યાર્ડ પદ્ધતિએ થઈ ગયું હશે. છ અઠવાડીઆં પછી એમને તપાસો. માર્ક આપવાની વેપારી દૃષ્ટિ છોડી દો. કેવળ ભૂલો સુધારવાની વૃત્તિ પણ

બદલી નાંખો. પણ દરેક પોતાના વિષયમાં કેટલો આગળ વધ્યો તે શોધી કાઢો. પાછળ પડેલામાં ક્યાં અને કેમ કચાસ છે તે શોધી સહાય કરો. પરીક્ષા નહિ પણ તપાસવાની તમારી પદ્ધતિ ઉદાર અને સહૃદય હશે તો એ જ સમજી જશે કે હું આટલે છું. કદાચ અમુક વિષયમાં કોઈ સાવ કાચો માલમ પડે તો તેને તે વિષયમાં જરા વાર થોભી જવા ભલામણ કરો. બળેબળે ખેંચવાથી તે વિષયનો કંટાળો હંમેશને માટે ઉભો થશે.

આમ કુમાર પોતે જ બહુ સારી પ્રગતિ કરશે. અંદરે અંદર પણ એક બીજાને સારી મદદ કરશે. શિક્ષકની મુશીબતો અથવા ડખલગીરી ઓછી થશે. વર્ગશિક્ષણથી ટેવાયલા વિદ્યાર્થીઓ શરૂઆતમાં શિક્ષકની સહાય માગશે પણ પછી તકલીફ નહિ આપે.

પુસ્તકોની પસંદગી સારી જ કરવી. તે જીવંત હોવાં જોઈએ; મડદાલ નહિ. આ મને સમજાતું નથી, એવું કોઈ કુમાર આવીને કહે તો જાણવું, કે એને મોટાની સહાય લેવાની ટેવ કે જરૂર છે. નહિ કે એને એ સમજાશે જ નહિ. શિક્ષકે પણ નક્કી કરેલી ચોપડીઓથી પુરેપુરા પરિચિત હોવું જ જોઈએ. ઘર આગળ કરવાનું લેસન તો બંધ થવું જ જોઈએ. કુમારને માર્ક અને પરીક્ષાના ભયમાંથી એકદમ મુકત કરો.

નવરાસનો વખત કેમ ગાળવો એ પણ કુમારને શીખવવું જોઈએ. આપણામાંથી ઘણાને નવરાસનો વખત કેમ ગાળવો એ આવડતું નથી. નાટક ભજવવું, સંગીત, હુન્નરશાળામાં કાર્ય કરવું, ઇતર વાચન, ચર્ચાત્મક ભાષણ, વગેરે વગેરે ઘણું ઘણું રાખી શકાય. પસંદગી પોતે જ કરે. બીજાનું આપ્યું નકામું છે; એમાં એને સંપૂર્ણ રસ નહિ પડે.

અત્યારે જે લોકોના સંસર્ગમાં આપણે આવીએ છીએ તેમાંના ઘણાખરા માત્ર કુમારાવસ્થામાં જ રહ્યા હોય છે. બરાબર વિકાસ ન થવાને લીધે ડોસાઓ પણ કુમારના જેટલા જ ચાળા કરે છે.

શાળાના નિર્ણિત સમય પહેલાં બધાં ભેગાં મળે એ ઇચ્છવા જોગ છે. તે વખતે કંઈક ક્રિયા થવી જોઈએ. પ્રાર્થના, સંગીત અથવા શાંતિ. વળી આજે શું કરવું તે પણ દરેક જણ પોતે નક્કી કરે. આમ ભેગા થનારની સંખ્યા ૨૦ થી વધુ ન હોવી જોઈએ.

**શારીરિક કેળવણી**—શરીર સંબંધે પણ વિચારીએ. તેના પર કુમારની લાગણીઓ અને પ્રેરણા અવલંબે છે. જાતિથી એ સભાન થયો છે. કુમારિકામાં માતૃત્વ પ્રકટ થાય છે. કુમારમાં પિતૃભાવના જન્મે છે. પણ હજુ માત્ર

તેની શરૂઆત છે. આ પ્રસંગે નિર્ભય માતાપિતા કે શિક્ષક પાસેથી મળેલું જ્ઞાન એનું રક્ષણ કરે છે.

કુદરત પણ આ ઉમરે ફેરફાર કરે છે. કુમારિકા પ્રથમ કંઈક બેડોળ બની પછી આકર્ષક થાય છે. અત્યાર સુધી સરખો પોષાક પહેરતાં. હવે તેમને જુદા પહેરવેશની ઇચ્છા થાય છે. બંનેના ધંધા જુદા છે માટે કપડાં પણ જુદાં હોય એ માન્યતા ભૂલભરી છે. સ્વતંત્ર શાળામાં કુમારિકાના બધા જ ધંધા કુમાર કરી શકે છે. શીવણ, ભરત અને ગુંથણ. કુમારિકા પણ સુથારીકામ વગેરે કરી શકે છે. એમના સ્નાયુમાં એને માટે ભેદ નથી. કદાચ હોય તોય કુમારિકા મજબુત છે. સ્રીજાતિને પુરુષે મૂળથી જ કોમળ કોમળ ધારી નરમ કરી છે. જુની રીતે ઉછરેલી આપણી આ સૃષ્ટિ પછી સરખા ભાવથી ઉછરતી આપણી ભાવિ પ્રજા એકલા પુરુષોમાં જ બળ હોય એવું બોલતી બંધ થશે. બંનેના ધંધા જુદા છે, એ ધોરણ કુદરતી નથી પણ કૃત્રિમ છે, આપણે ઠરાવેલું છે.

જુદા પહેરવેશનું કારણ? તેમાં તેમને સુંદરતા લાગે છે. વળી મોટાં દેખાવાની ઇચ્છા પણ થાય છે. આ ઉમરે બંને જુદી જુદી પથારીએ સુએ. નહાવાનાં સ્થળ તો એક જ રાખો. આમ એમને જુદાં કરવાં ને ભેગાં કરવાં એ જરૂરી છે.

આ ઉંમરે કુમારિકાને ઋતુ આવે છે. એને અલગ રાખીએ છીએ, અડકતા નથી, એમાં આપણું ગંદાપણું છે. ખરીરીતે તો કુટુંબે એ પ્રસંગને ઉત્સવ માની એને ધન્યવાદ દેવો જોઈએ. હવે એ કુમારિકા મટી તરુણી બની છે. આ પ્રસંગને મંદવાડ માનવાની મૂર્ખતા તો કોઈ ના કરે.

આ ઉંમરે કેટલાંક હાથનો ઉપયોગ કરે છે. આવતી નવી શક્તિને આમ તે તાવી જુએ છે. પાપ માની લુખ્ખો બોધ કરવાથી ભારે નુકસાન થાય છે. એ સ્થિતિ હરહંમેશ ચાલુ રહેતી નથી. ખરી રીતે તો જે અસુખી હોય તે જ ચાલુ રાખે છે. ધાવણ પ્રસંગે અસંતોષ પામેલું બાલક અંગુઠો ધાવે છે તેમ આ પણ ચાલુ રાખે છે. એને માટે બે કારણ આપી શકાય. ૧ વડિલે તેને વધુ પડતી શક્તિ આપી છે. તેથી તેનામાં મોટપણ વહેલું આવી ગયું છે. ૨ જરૂર પ્રસંગે સહાય ન આપવાથી તેને લાગી ગયું છે, કે મને કોઈ ચહાતું નથી. આ ટેવવાળો પોતે પોતાને ચાહે છે. મિશ્રશાળા નથી ત્યાં આ ટેવ જ્યાદે જોવામાં આવે છે. એનો ઉપાય એકલી ના પાડવામાં નથી. એનું અસુખ કયાં છે તે શોધી એને વધુ મઝા પડે તેવો વિષય આપો. આ ટેવ ખરાબ નથી પણ અંદરની ખરાબીનું મૂર્તસ્વરૂપ છે. એ અંદરની ખરાબી એના આંતરમનને પોતાની શકિત આ રીતે ફેંકવા ઉશ્કેરે છે. બીકથી, હુકમથી

કે એવી કોઈ પણ બીજી દબાણુ ભરી રીતે તેને અટકાવવામાં આવશે તો તે અવળચંડો માર્ગ લેશે. બીજી વધુ નવી નવી ખરાબી પ્રકટશે. એનો સ્વભાવ ચીડીઓ થઈ જશે.

શિક્ષકવર્ગમાં અત્યારે એક પ્રશ્ન છે, કે રમતો મરજીઆત કે ફરજીઆત હોવી જોઈએ? જરાય સ્વતંત્ર શાળાનો અનુભવ છે તે તો જાણે છે, કે ફરજીઆત તો નહિ જ. હા, રમતને રમત મટાડી દેવી હોય તો બરાબર. પ્રદર્શન કરવું હોય તો જરૂરી. પણ રમત રસપૂર્વક રમવા માટે ફરજીઆત તો નહિ જ. કેટલાય શિક્ષકો પુસ્તક જ્ઞાનને ગોખાવી ગોખાવી કંટાળા ભરેલું કરી દે છે તેમ ક્રિકેટ, ફૂટબોલ, ટેનીસ, ખો ખો, આટા પાટા અને તોતડી જેવી વ્યવસ્થિત રમતોને ફરજીઆત કરવાથી રસ માર્યો જશે. ફરજીઆત નહિ રાખો તોય આ ઉમરે તો એ જરૂર રમશે જ.

કુમારને વ્યવસ્થિત રમતો રમવી ગમે છે. કૌમારાવસ્થામાં એને મંડળ પ્રિય લાગે છે.

રમતના શોખીન વડિલોને ભલામણ છે, કે એકની એક રમત લાંબો સમય રમવાથી કુમાર કંટાળશે. એમાં ફેરફાર રાખો. પણ આ સારી છે, માટે શીખો, એમ કહી એમને થકવશો ના. સામસામે લડવું એ આ અવસ્થાનો

સ્વભાવ છે. સમાજની ધાસ્તીથી વ્યવસ્થિત રમતો ઉભી થઈ. ખરી રીતે તો તેમને કુસ્તી, જુનાં હોળીનાં તોફાન અને ગેડીદડા જરૂરી છે.

શારીરિકશ્રમના બચાવના આ જમાનામાંથી એને ઉગારી લેવા ઘરકામ પણ આપો. તમારા જેટલી સ્વચ્છતા કે ચોકસાઈ એ નહિ રાખી શકે, છતાં ખીસ્સાખર્ચ માટે કામ કરી પૈસા મેળવે એવું શીખવો. આ રીતે ઘરકામ, કસરત, વ્યવસ્થિત રમતો, અને હુન્નરશાળા તથા મુસાફરી દ્વારા એનું શરીર ઘડાશે.

**Nomadic stage** બરાબર કૌમારાવસ્થા. હજુ રખડવાની ઈચ્છા ગઈ નથી. ઘર છોડી નાસી જવું ગમે છે. બહુ દૂર નહિ પણ સંભાળ નીચે. કુમારનો પણ એ જ સ્વભાવ છે. નાની શેતરંજી, ધાબળો, દોરીલોટો અને થોડું ભાતું લઈ એને મુસાફરી કરવી ગમશે. ચારેક જણ સાથે જઈ નાના તંબુમાં કે કોઈ ઝાડ તળે રહેશે, રાંધી જમશે અને મઝા કરશે. રસ્તામાં પગલી પારખતાં શીખશે, ઘણા રસ્તા ભેગા થતા હોય તેમાંથી પોતાને જવાનો રસ્તો શોધી કાઢશે, અને આંબલીપીપળી જેવી રમતો રમશે. આ ઉમરે એને સાઈકલ આપો. એનું મન આગળ વધી નવું નવું જોવા પ્રેરે છે.

હવે તેનામાં ઉતાવળ આવી છે. યંત્ર પર કાબૂ મળતાં જાણે પોતાના પર કાબૂ મળ્યો હોય એવું એને લાગે છે. બહારની વસ્તુ કે પ્રસંગો પર કાબૂ મેળવવાનું આ પ્રથમ પગલું છે.

આ ઉપરાંત કેમ્પીંગથી ઘણું શીખે છે. પર્વત પર ચઢવું, નદીમાં તરવું, અને એવાં જ બીજાં સાહસની વાર્તા બુદ્ધિપ્રધાન કુમાર તાપણી વખતે બીજાને કહેશે. આ રીતે એ નજીકના પ્રદેશની ભૂગોળ, ઈતિહાસ, સમાજવ્યવસ્થા, અને વ્યવહારૂ વિજ્ઞાન શીખે છે. આજુબાજુનું સૃષ્ટિસૌન્દર્ય એ ધરાતા સુધી પીએ છે. લાગણીપ્રધાન હશે તો ગાશે, નૃત્ય કરશે. અચાનક વર્ષાદ પડે, અથવા અણધારી આફત આવી પડે, અગર ઓચિંતી કોઈ મુશ્કેલી ઉભી થાય તો એકબીજાને સહાય કરશે. એકાદ ટંક ખાવાનું ખૂટી પડતાં થોડું થોડું વહેંચી ખાશે. આમ તેમનામાંથી જ બે નેતા ચુંટી બધાને રસ આપો. થાકયાનો થાક એકલા ટોળ ટપ્પાથી જ ઉતરતો નથી.

હજુ ડ્રીલ વિષે કંઈ કહ્યું નથી. સામટી ટુકડીને તાલીમ આપવા પુરતી કવાયત યોગ્ય છે. પણ કસરત માટે તો ફારસ જેવી છે. શિક્ષક જ બધા હુકમ આપશે તો તે નિરસ બનશે. કુમારમાંથી જ એકને નેતા નીમો. ફક્ત

હુકમો જ માનવા પુરતો ડ્રીલનો ઉપયોગ નથી. મનુષ્યની લાગણીઓ બુઠ્ઠી કરતી લશ્કરી કવાયત તો ત્રાસજનક છે. કસરતશાળા–અખાડો હોય તો સારૂ, નહિ તો કુદરતશાળા તો બચ્ચાને મળશે. ઝાડ, ટેકરા, નદી, અને ખુલ્લું મેદાન એ જેવી તેવી કસરતશાળા નથી.

**લાગણીની કેળવણી**—મોટો શિકારી બનતાં તેનામાં હિંમત અને પ્રેમ પ્રકટે. બહાદુરી બતાવે એટલું જ નહિ પણ સામાની હિંમતનાં પણ વખાણ કરે. આ ઉમરે રમ્ય પ્રસંગો અને પરાક્રમો ગમે છે. વાર્તાનાયક સાથે એ પોતાને જ કલ્પે છે. વીર અને વીરતાનો એ પૂજક છે. છતાં પ્રેમ કે પરાક્રમ જેવા શબ્દો એ પ્રકાશમાં ઉચ્ચારતો નથી. ચાલતી આવેલી માન્યતાને અનુસરી એને એ ખાનગી અને પવિત્ર માને છે. હવે એ ભયથી ભાગતો નથી. કુમારિકામાં સહનશીલતા અને નમ્રતા આવે છે. કુમાર કુમારિકાને પ્રણયસાંકળી બાંધે છે. કુમારિકા કુમારની એ સાંકળીમાં બંધાવું ઇચ્છે છે.

કુમારની સર્જનશકિતને સુંદર માર્ગે વાળવા કળાની જરૂર છે. સ્વાતંત્ર્ય કે સ્વરાજની ભાવના પણ એનામાં છે. અમુક નિયમો એ ઘડી શકે છે. હજુ ટોળી બહાર એની દૃષ્ટિ નથી. ટોળામાં જ પોતાની દુનિયા દેખે છે. એથી વધુ

જવાબદારી એને સોંપાશે તો તેમાંથી તે છટકી જશે. ટોળા પુરતું જ સ્વરાજ એને ઘટે. ખરા સ્વરાજની ભાવના હજુ તેનામાં નથી. એકના જ નેતૃત્વમાં તે માને છે. એકને ચુંટી 'મુખ્યકુમાર' ની પદવી આપો. મુખ્યકુમાર ટોળાની ઈચ્છા પૂછી તે મુજબ વર્તશે. તેમની સભાનો તે જ પ્રમુખ થાય. પ્રસંગે કોઈ કુમારની ફરિયાદ સાંભળે ને તેનો ન્યાય કરે. વારંવાર આમ ન્યાયનું નાટક ન કરતાં અંદરે અંદર પતાવી લે એ ઈચ્છવાજોગ છે. તેમને મંડળના જ કાયદા ગમે છે. કોઈએ ધોલ મારી હોય તો સામી મારી લે છે. ઢીલો હશે તે જ ફરિયાદી બનશે. પ્રમુખ સભાસમક્ષ બંને બાજુ રજુ કરી, સલાહ લઈ વર્તે. વધુ પડતી સભા ના થાય તે તેણે જોવાનું છે. આવી સભા ટુંકામાં જ પતી જવી જોઈએ.

કુમાર આ ઉમરે કુમારિકા કરતાં વધુ પ્રતિભાશાળી દેખાવાનો યત્ન કરે છે. પૂર્વજોમાંથી ઉતરી આવેલો આ તેનો સ્વભાવ છે. ધીમે ધીમે એ અદૃશ્ય થાય છે. બંનેની સરખી સંખ્યા હોવા છતાં કુમારિકાને ભાગ્યે જ તેઓ નેતા તરીકે ચુંટશે. કુમારિકા પોતે પણ દબાશે. આમ પુરુષ બાહ્યશકિતવાળો અને સ્ત્રી આંતરશકિતવાળી આ ઉમરથી જ લાગે છે.

કૌમારાવસ્થામાં લાગણીઓ અસ્થિર હોય છે. આજ એક વાતમાં સંમત થાય અને કાલે પાછો વિરુદ્ધ પડે. છતાં એનો વિશ્વાસ મેળવશે તો વડિલને લાગશે કે એનામાં સાચું જીવનતત્વ છે.

કુમાર અને કુમારિકા વચ્ચેના પ્રેમપ્રસંગોને અટકાવવાથી તેઓ [1]સ્વજાતિમુગ્ધ થશે. આપણે [2]બાણાસુર અને [3]પુષ્પધન્વાનો તફાવત સમજતા નથી. [4]તનમનાટને સ્વતંત્ર વિકાસ જોઈએ. આપણા ભયના પરિણામે એ બાણાસુરનો આસરો લેશે.

એક બીજાને પત્ર લખે, વાતો કરે, ભેગાં હરેફરે એમાં ભય શો ? એમના પત્રો મોટાં જેવા ભયંકર નથી. એકાદા વાકયમાં જ મેળાપની માગણી હોય છે. પ્રેમમાં ઉંડાણ કરતાં હિંમત વિશેષ હોય છે. એ હિંમતને-ન છુપાવવાની વૃત્તિને–પોષો. આવું જીવન નહિ જીવેલા વડિલ ચમકે પણ એમનું ચમકવું વ્યાજબી નથી. એમની બીકથી કેળવણીનું આ સુંદર અંગ જડ રહી જશે તો સમાજમાં અત્યારે જે ભયંકરતા છે તે કાયમ રહેશે; માનવજાતિ કદી પણ ઉચ્ચ પ્રેમનું દર્શન કરી શકશે નહિ.

---

૧ **Homosexual** ૨ **Lower Passion** ૩ **Higher Passion** ૪ **Passion**

સર્જનશક્તિને વાળવા બીજું ક્ષેત્ર પણ મળવું જોઈએ. કુમારમાંથી જ તમને ભવિષ્યના કવિ, લેખક, ચિત્રકાર, શિલ્પી અને મોટા ઈજનેર કે વિજ્ઞાનશાસ્ત્રીઓ સાંપડશે. અત્યારે તો ઘણુ ઈચ્છિયાં બાલક જેવા કોઈ કોઈ છે પણ તે બીજાની નકલ કરનારા છે. અન્યનું કંઈ પણ ન લેવું એવું મારૂં કહેવું નથી. લેવું તો બધું પણ સરજવું તો પોતાનું જ.કળા તો પ્રેમી હૃદયનું સરજન છે. શારીરિક સંબંધને પરિણામે બાલક જન્મે તેમ પ્રેમી હૃદયના માનસિક સંબંધથી ચિત્ર, કાવ્ય કે મૂર્તિ જન્મે છે.

**ઉર્મિની કેળવણી**–અંદરનો અવાજ કે આંતરપ્રેરણા વિનાનો કોઈ માનવી નથી. આ કરવું કે આ ના કરવું એમ સર્વને લાગે છે. કિશોરાવસ્થામાં એની શરૂઆત થાય છે. મોટો થતાં એ વધુ વધુ અનુભવે છે.

અસંતોષી માણસ પોતાની આંતરપ્રેરણાને સંતોષ શોધવામાં વાળી દે છે. સંતોષમાં ખોરાક, હુંફ, સરજનશક્તિ એટલું જ નહિ પણ આનંદ,મગરૂબી,ઈતેજારી, પ્રેમ અને હિંમત. બુદ્ધિપ્રધાન એને જીવનની જરૂરીઆતોમાં વાપરે છે. એકલો આંતરપ્રેરણાવાળો તેને કેવળ પ્રભુની શોધમાં જ મૂકી દે છે.

પાછલું જીવન બરાબર જીવેલા કુમારમાં આંતર અવાજ પણ પુરેપુરો પ્રકટે છે. બટુકાવસ્થામાં પરીઓની અને કલ્પિત વાર્તાઓદ્વારા આંતરપ્રેરણાથી એ સત્યને ઓળખે છે. કૌમારાવસ્થામાં તે બુદ્ધિપૂર્વક આંતરપ્રેરણાથી જુની

પ્રણાલિકા તોડી, બહાર નીકળી, નવું સત્ય નીરખે છે. આંતરપ્રેરણાને ભોગે આમ બુદ્ધિપૂર્વક વિચારતાં ઘણાને નથી આવડતું. કૌમારાવસ્થાની પહેલાંની દશામાં જ ઘણા તો પડયા રહે છે. એમને એમાંથી નીકળવું જ ગમતું નથી.

પશ્ચિમના પવનથી બુદ્ધિવાદે ચઢેલા કેટલાક તો આંતરપ્રેરણાની સાવ અવગણના જ કરે છે. નાવિચારવાનું બહાનું એને ગણે છે. બુદ્ધિગમ્ય હોય છતાં આંતરપ્રેરણાને નામે કેટલીક વાતો રજુ કરવી એ બરાબર નથી. એથી ઉલટું પણ જોખમકારી છે. પણ કૌમારાવસ્થામાં આવી ભૂલોને ક્ષમ્ય ગણવી. પુરેપુરી બુદ્ધિ ખીલતાં એને સાચી વસ્તુ સાંપડશે.

હવે કલ્પિત વાતો ગમતી નથી. વિજ્ઞાનનાં સત્યો પ્રિય લાગે છે. કાલ્પનિક સત્યને એ વિજ્ઞાનની દૃષ્ટિથી જોવા લાગે છે, છતાં એનામાં આંતરપ્રેરણા તો છે જ. એ જાણે છે કે કેટલાંક સત્યો તો આંતરપ્રેરણાથી જ સમજાશે.

કુમારને ધાર્મિક ક્રિયા ગમે છે, પણ ટુંકમાં પતે એવી. અત્યારની શાળાઓ ગડભાંગમાં છે. અરે, આપણો વડિલવર્ગ પણ અચોક્કસ છે. તે પ્રસંગે શું કરવું ? એને સમાજ સાથે ભળવાનો બીજો કયો પ્રસંગ ? એ કોનામાં વિશ્વાસ રાખે ? ધાર્મિક ઝઘડા હજુ પત્યા નથી. ચાલુ ધાર્મિક માન્યતાઓ સામે તો એ બંડ કરવાનો. ત્યારે એને શાળામાં જ નવી રીત કેમ ન આપવી ? શરૂઆતમાં અને

અંતમાં ભેગા મળો. નવા વિદ્યાર્થીને દાખલ કરવાની ક્રિયા કરો. પણ ક્રિયાથી શું કરવા માગો છો તે સમજવું તો જોઈએ. કુમાર શું ઈચ્છે છે તે પણ જાણવું તો જોઈએ. સીધા પ્રશ્નથી તો ખરૂં નહિ જણાય. બુદ્ધિ આડે આવશે અને કહેશે અમારે ક્રિયા જ નથી જોઈતી. આથી તેમને સમજી ક્રિયા યોજો. બરાબર થશે તો જરૂર તેને તેમાં મઝા પડશે. અત્યારની ક્રિયાઓ તો પરીની વાર્તા સાંભળી સાચી માનવા કહીએ તેના જેવી છે. કેટલીકમાંથી તો જીવન સાવ ઊડી ગયું છે. સાપ ગયા ને લીસોટા રહ્યા એના જેવું છે. ધર્મ પોતે પરીની વાર્તા જેવો નથી પણ એનું બાહ્યસ્વરૂપ અને ક્રિયા તો પરીની વાતો જેવાં જ છે. ધર્માંધતા તો પરીની વાતો જેવી હકિકતને પણ ઐતિહાસિક સત્ય મનાવે છે. અલબત્ત પરીની વાસ્તવિક્તાએ એ સાચી હોય પણ એ રીત બધી વાતોને લાગુ પાડવામાં આવે તો તો ભારે થઈ પડે.

હવે તો મૂર્ત કે હકિકત રૂપે સત્યને દર્શાવવા નવો માર્ગ જોઈએ છીએ. કેવળ સૂકી હકિકતો તો આંકની ચોપડી જેવી નીરસ બની જશે. સત્યને મૂર્તિમંત કરવું જ ઠીક પડશે. વાર્તાને મૂર્ત કરવી-ભજવવી–એ બધાંને ગમે છે. પણ એ ભજવનારને જ અસલ નાયક માનવાની ભૂલ તો ના જ થવી ઘટે. ભવિષ્યની ધાર્મિક ક્રિયાઓ કેવી હોવી જોઈએ તે પર આ જરા દૃષ્ટિપાત છે.

ધાર્મિક ક્રિયા પ્રસંગે શાંતિ જ યોગ્ય છે. સંગીત સાંભળતાં પણ શાંતિની જ જરૂર છે.

કળાદ્વારા કુમારની આંતરપ્રેરણા પોષાશે. રંગોદ્વારા એ ઉંડા આંતરભાવો દર્શાવશે. કુમારને પેટ્રન ડ્રોઇંગ અને ડિઝાઇન પણ આપો. સીધે સીધું એને કાગળ પર ઉતારવા દો. ટીકા કરવાની બીલકુલ જરૂર નથી. આકારની સંપૂર્ણતા પુરતું કંઇક કહો. બીજી ભૂલો યાદ રાખી અન્ય પ્રસંગે શીખવો.

આવી રીતે કૌમારાવસ્થામાં આંતરશાંતિ આવશે. સમતોલ જીવનનો ખ્યાલ કરશે. એને ઘરકામ, પ્રાણી ઉછેર અને ખેતીવાડી પર પ્રેમ થશે. કુદરતમાં રહી એ જીવનનો સાચો સંતોષ—આનંદ—અનુભવશે.

આ સમયે આર્થિક સ્વતંત્રતા પણ હોવી જોઇએ. મજુરી કરી થોડા પેસા તો એણે કમાવા જ જોઇએ. ખેતર પર કે કારખાનામાં એણે થોડો વખત ઉમેદવારી કરવી જોઇએ. એક સ્થળે જ ઝાઝો વખત રાખો ના. વારાફરતી બધા અનુભવ એને લેવા દો. એકાદો સ્વતંત્ર ધંધો પણ એને કરવા દો. ચોપડીઓ બાંધે, ગાય કે બકરી રાખે, કાંતે કે વણે, શીવે કે ગુંથે, છાપે કે રંગે, અગર થોડી જમીન રાખી તેમાં શાકભાજી કરે. આમ પોતે પેદા કરેલા પેસા એને ઉપયોગી થશે એટલું જ નહિ પણ તેનામાં એક અપૂર્વ ખુમારી પેદા કરશે.

આ ઉમરે એ ટોળામાંથી અલગ થાય છે. તરુણાવસ્થામાં કોઈ નવી શક્તિ પ્રકટતી નથી છતાં તરુણમાં ભારે ફેરફાર થાય છે. લાગણી, ઊર્મિ, આંતરપ્રેરણા અને બુદ્ધિ ખીલી છે. એનાથી એ સભાન પણ છે.

તરુણાવસ્થા એ યુવાવસ્થા, પ્રૌઢાવસ્થા અને વૃદ્ધાવસ્થાના પાયા જેવી છે. આ અવસ્થામાં એ નવું મેળવતો નથી પણ છે તે વ્યવસ્થિત થાય છે, વધુ વધુ ખીલે છે, અને બરાબર પૂર્ણ થાય છે.

તે નવા નવા અખતરા કરે છે. આજ એક તો કાલે બીજો. એનામાં વ્યક્તિત્વ આવવા માંડયું છે. ટોળામાંથી નોખો પડી એ ખીલે છે. માબાપ, શિક્ષક, વડિલ અને ટોળાની સર્વ સત્તાને તે જાણે ફગાવી દેતો લાગે છે.

**શારીરિક કેળવણી**—સોળે સાન અને વીસે વાન. આ ઉમરે શરીર વધે છે. તરુણ શરીરબળ વાપરે છે. વધુ પડતું વાપરે છે. રમત અને કસરત એને પ્રિય છે. તે નહિ મળે તો એની શક્તિ વેડફાશે. તરુણી બળ વાપરતી નથી. સરજવા માટે જાણે સંગ્રહે છે. એ વધુ લાગણીપ્રધાન થઈ છે. એની છાતીનો ભાગ વિકસે છે. કૌમારાવસ્થાની રહી

સહી બેડોળતા હવે જતી રહી છે ને એકદમ આકર્ષક બની છે. બંને એકબીજાને આકર્ષે છે. આ આકર્ષણનો બંધ હજુ એકદમ તે સ્વીકારતાં નથી. આવેલું વ્યક્તિત્વ એ અનુભવે છે. સ્વતંત્ર વિહરવું એને ગમે છે.

સ્વતંત્ર વિકસેલાં તરુણ આ ઉમરે લગ્નબંધન નથી ઇચ્છતાં. શારીરિક સંબંધની પણ ઈચ્છા નથી કરતાં. રમ્યજીવન તેમને ગમે છે. શારીરિક સંબંધમાં બહુ બહુ તો ચુંબનની છૂટ લે છે.

કૌમારાવસ્થાની જુદાઈ હજુ ગમે છે, પણ સમય જતાં એ જુદાઈ તૂટી જશે. શારીરિક સંબંધથી એ અજ્ઞાત નથી, પણ હજુ એનાથી પર કોઈ ઉચ્ચ સંબંધનો એને અનુભવ લેવો છે. તારુણ્ય લાંબો વખત ટકાવી રાખે તે પ્રજા સુખી ગણાય. અકાળે પ્રાપ્ત થતું વૃદ્ધત્વ તો શાપ જેવું છે. શારીરિક પ્રેમને ગોણ રાખી તે ઉચ્ચ પ્રેમમાં વહન કરે છે. પોતાની લાગણીઓદ્વારા તે વારંવાર એકત્ર થાય છે, એમના આંતર અવાજો પરસ્પર વાર્તાલાપ કરે છે, અને બુદ્ધિદ્વારા એ વિચારોની છૂટથી આપ લે કરે છે. આમ બને ત્યાં સુધી તો તેઓ સુખી છે.

સમાજભીરુ થઈ વડિલો દબાણ કરશે તો શરીર સિવાયના બીજા ઉચ્ચ સંબંધો બંધ થઈ જશે.

અને અટકાવ્યું કોઈ અટકતું નથી. કાં તો સંતાકુકડી રમશે કે વડિલને ઠગશે. ભયનો માર્યો જ માણસ પુષ્પધન્વાનો આસરો છોડી બાણાસુરની મીઠાની કોઠીમાં સંતાઈ જાય છે.

**બુદ્ધિની કેળવણી**—તરુણાવસ્થા નવું શોધવાની, અખતરા કરવાની, અને પોતાને યોગ્ય જીવનમાર્ગ નક્કી કરવાની અવસ્થા છે. આ અવસ્થા તનમનાટથી ભરપુર છે. ધીરે ધીરે રમતનું સ્થાન કાર્ય લે છે. તરુણ પોતે પસંદગી કરી શકે છે. વડિલ જેવી જોખમદારીનું કાર્ય એ ઉપાડતો થયો છે. એનામાં ચોકસાઈ અને જવાબદારી આવી છે. હવે તેને વેપારધંધાના કે હુન્નરઉદ્યોગના શિક્ષણની જરૂર છે. કૌમારાવસ્થામાં ઉમેદવારી કરી એ કેટલાક ધંધાનાં મૂળતત્વો શીખ્યો હશે. હવે તેણે પોતે એક ધંધો પસંદ કરવો જોઈએ. તેમાં કોઈનો બોધ કે ડખલ ન જોઈએ. વળી હવે એને વધુ દ્રવ્યની પણ જરૂર છે. માબાપ ભલે ગરીબ હોય કે પૈસાદાર પણ તરુણે તો જાતે જ મજુરી કરી પોતાને વાપરવા જેટલું સંપાદન કરવું જ જોઈએ.

એકાદ સારા સુથાર, કડીઆ, લુહાર કે દરજી અથવા વેપારી, ખેડુત કે એન્જીનીઅરને ત્યાં એ રહે ને શાળાના અભ્યાસ સાથે સાથે એ પણ શીખે. મેટ્રીક થયા

પછી ધંધો જ લેવો છે, તેણે તો આમ કમાતે કમાતે થોડાં વર્ષમાં તેમાં હોશિયારી મેળવવી જોઈએ. પછી તેમાં પડવું. માબાપે દ્રવ્યની મદદ કરતા બંધ થવું. એટલે એનામાં પસંદ કરેલા ધંધાની કેટલી ધગસ છે તે પણ જણાશે. મુશીબત તો પડશે પણ એ વગર એ ઘડાશે નહિ. સાથે સાથે મેટ્રીકની તૈયારી પણ એ કરે.

મેટ્રીક થયા પછી કેટલાક પોતાના ખાસ કળા, વિષય કે ધંધામાં પ્રવીણ થવા ઇચ્છશે. અત્યારની દુકાનો, કારખાનાં કે ખેતર શાસ્ત્રીયજ્ઞાન ન આપી શકે. પાઠશાળાની જરૂર છે. ઉચ્ચસ્થાન માટે યોગ્યતા મેળવવાની એનામાં મહાત્વાકાંક્ષા છે.

કમાતાં કમાતાં પણ કોલેજનું શિક્ષણ લઈ શકાય એવી ગોઠવણ હોવી જોઇએ. બાપને પૈસે ભણતા અત્યારના અપંગ કોલેજીઅનો કરતાં જાતે કમાઈ ભણતા જુદો ઇતિહાસ આલેખશે. અત્યારની આપણી કોલેજ શિક્ષણપદ્ધતિ ગરીબ માટે મુશ્કેલ છે. કમાઈને ભણનારને એમાં સ્થાન નથી. ઘણાય હોશિયાર રહી જાય છે. હેવું કરી કોઈક જાય છે તો ખાલી બે અક્ષરની ઉપાધિ ખાતર શરીર બરબાદ કરી નાખે છે, એની લાગણીઓ મરી જાય છે, ને અવ્યવહારૂ થઈ ધા કાગળ લઈ અરજીઓ કર્યા કરે છે.

આટલી ચર્ચા પછી આપણે વિષય પર આવીએ. તરુણનું ક્ષેત્ર વિશાળ બન્યું છે. એ પ્રત્યેક જોડે ભળે છે.

પ્રસંગમાં આવતા મનુષ્ય સ્વભાવનો એ અભ્યાસ કરે છે. બીજાના અભિપ્રાયો સાંભળે છે ને તોળી જુએ છે. કેટલાક અનુભવ એને કામ પણ લાગે છે. તરુણ બહિર્ગામી હશે તો તે બધાની સાથે ભળશે. અંતર્ગામી હોય તો તેને જરા પ્રોત્સાહનની જરૂર છે. વડિલે આ ઉમરે એને ઘરકુકડો થતાં અટકાવવો.

તરુણો ભેગા મળી શકે એવો એક ખંડ હોવો જોઈએ. તેમને વ્યવસ્થિત રાખવાની જરૂર નથી. તેમને માગે ત્યારે સહાય કરવા એક મોટાની જરૂર છે.

એમનો અભ્યાસક્રમ બે વિભાગમાં વહેંચી શકાય. વ્યવહારૂ અને શાસ્ત્રીય. એને માટે ચોક્કસ વર્ષ ન ઠરાવાય. એ પારંગત થાય—એમાં કંઈક નવું સરજી શકે ત્યારે જ તેને ડીગ્રી મળે. સાહિત્ય—સંગીત—શિલ્પ—ચિત્ર—એન્જીનીઅરીંગ—સાયન્સ—વૈદક—ઇતિહાસ—ભૂગોળ—માનસશાસ્ત્ર—અર્થશાસ્ત્ર વગેરે. આમ વિવિધ વિષય રાખવા. એમાંથી બે પસંદ કરે. સાહિત્ય ફરજીઆત ને બીજો એક. દરેક વિષયના નિષ્ણાત પાસે વિગતવાર, વિભાગ પાડેલી, પદ્ધતિસર, સંપૂર્ણ યોજના હોય. અત્યારે ભાષણ કરી પતાવે છે તે તો ભયંકર છે.

આ યોજનાને અનુસરી તરુણ એને પોતાને માર્ગે અખતરા કરતા કરતા આગળ વધે અને તેમાં માગે ત્યારે જ

તેને સહાય મળે. એમ વ્યક્તિગત સહાય અને ચર્ચા આ અવસ્થામાં ઉપયોગી છે.

શરૂઆતમાં એ ભાષા ને વિષય બંને શીખે. પછી એક જ વિષયનો એ અભ્યાસ કરે. ડીગ્રી ન લેવી હોય તેને પણ અમુક તાલીમ માટે રાખી શકાય એવી ગોઠવણ હોવી જોઈએ.

**લાગણીની કેળવણી**—તરુણ પણ કુમારની માફક લાગણીઓમાં ખેંચાય છે, પણ ઓછો. પ્રસંગે એ મિત્રની સહાય લેશે. પણ હવે એને ટોળું તો નથી જ ગમતું. જાણે બધાથી અતડો હોય એમ એ વર્તે છે. આ એની અવસ્થાનો કુદરતી સ્વભાવ છે. તે પ્રત્યેકની મિત્રતા ઈચ્છે છે પણ સામટાની નહિ. આમ પહેલી જ વખત તે દરેકને વ્યક્તિગત ઓળખે છે, તેના પ્રસંગમાં આવે છે, અને પોતાની જાતના પૃથક્કરણદ્વારા એ આમાને સમજે છે. તરુણમંડળમાં એ ભળતો નથી ને ભળવું પડે તો અસ્થિર રહે છે. એનામાં બંડખોર વૃત્તિ જન્મી છે. એ બધાની અવગણના જ કરે છે એવું નથી પણ એને નવું શોધવા આખતરા કરવા છે.

હવે એને એકલા મુસાફરી કરવી ગમે છે. એકાંત શાંત સ્થળમાં એ રખડે છે. તરુણને આવાં સ્થળોમાં અગમ્ય જીવનનું ભાન થાય છે. આમ માનવજાતિથી વિમુખ

લાગતો છતો તે મહાન મનુષ્યને કલ્પે છે. ત્યાં જોડાય છે. લાગણીપ્રધાન તરુણ ઘરથી નાશી જાય છે. તરુણનું નાસવું કુમાર કરતાં સાચું હોય છે.

તેને પોતાના બળનો ગર્વ છે, શક્તિનો નશો છે, ને પોતાનાં વ્યકિતત્વનું અભિમાન છે. અત્યાર સુધી રક્ષણ કર્યું–ઉછેર્યા તેની પણ તે અવગણના કરે છે. સમજીને વડિલ આ પ્રસંગે તેને સ્વતંત્રતા નહિ આપે તો તે પોતે ઝુંટવી લેશે. વડિલને મિત્ર તરીકે એ ગણશે પણ એની સાથે બીજી રીતે વર્તશે તો તે અવગણના જ કરશે.

કૌમારાવસ્થામાં વિજાતિ પ્રત્યે આકર્ષાય છે. તરુણાવસ્થામાં પરસ્પર મિત્રતા ચાહે છે. મોડાં વહેલાં એ પ્રેમથી જોડાશે. કુમાર કરતાં તરુણનો પ્રેમ વધુ ટકે એવો અને ઉંડો છે. પણ હજુ કાયમી નથી. જુદી જુદી વ્યકિત તરફ પ્રેમ દેખાડે છે પણ આખરે એ એકને પસંદ કરશે. આમ એક બીજાને યોગ્ય થતાં, સામાના વિચારને માન આપતાં, અને જાળવી રાખતાં એ શીખે છે. અત્યારે ઘણાને આ નથી આવડતું. તરુણને તો પ્રેમ જ કેળવે છે ને શણગારે છે. આવી રીતે કેળવાયલાં સાચાં વર–વહુ બની શકે છે. અને એમાંથી જ ભવિષ્યનાં સાચાં માતપિતા થશે.

આમ સંવનન સિવાય જોડાયલાં ઘણાં ખરાં સ્વજાતિમુગ્ધ હોય છે. લગ્ન જેવા સંબંધમાં ૧ા જાતિ

અનુભવ જ જોઈએ. વડિલની પસંદગી ગમે તેટલી ઉંચી હોય તોપણ બરાબર નથી. નદીમાં તરવા સંબંધી ગમે તેવો પદાર્થપાઠ ઘર આગળ આપો પણ પાણીના અનુભવ વગર એ નકામો છે. આવો પદાર્થપાઠ ભણેલો કોઈ પણ માણસ ડુબતાને બચાવવા પડતું નહિ નાખે. લગ્નસંબંધ એ જીવનસંબંધ છે. જીવનસાથી એમ સહેલથી શોધી લેવાતો નથી. ગમે તેમ જોડી દીધેલાં લગ્નો ભવિષ્યની પ્રજા માટે તો જોખમકારી છે. તરુણના પ્રેમમાં વડિલની ડખલથી ભારે નુકસાન થાય છે. ચોરીછૂપીથી હલકી વૃત્તિઓ જ પોષાય છે. કેટલાંક નાશી છૂટે છે ને કોઈક તો આપઘાત પણ કરી બેસે છે. આમ છુપાયલી વૃત્તિ નાશ પામતી નથી પણ જે બદી હાલના સમાજમાં છે તેવા ગંદા સ્વરૂપે તે પ્રકટ થાય છે. લગ્ન કરેલા કેટલાય મોટા માણસો બિચારા સારાય જીવનમાં પ્રેમ શું તે જાણતા પણ નથી.

ઘણા પ્રશ્ન પૂછશે, કે તરુણાવસ્થા લગ્ન માટે યોગ્ય છે? જુની દૃષ્ટિએ નિરખનારને ખરી વસ્તુસ્થિતિ નહિ સમજાય. જરાક નવી દૃષ્ટિએ જોશે તો તેને જણાશે, કે તરુણ હજુ લગ્ન નથી ઈચ્છતો. તે હજુય જરા થોભે છે. પોતાની જાતને બીજાના હાથમાં પુરેપુરી સોંપી દેવા એ તૈયાર નથી. પોતે હજુ અખતરા કરી રહ્યો છે. એનું ધ્યેય

બદલાવાનો સંભવ છે. એની પસંદગી પણ કદાચ ફરી જાય. જીવનધ્યેય હજુ એ નક્કી કરે છે. આવા પ્રસંગોમાં જીવનસાથી નક્કી કરી શકાય નહિ. આ સ્થિતિમાં ઉતાવળ કરી જોડાય તો ભાવિ બાલકો પર તેનો બોજો ઉતરશે. તરુણની સરજનશકિતને કળાદ્વારા સરજવાનું તો મળવું જ જોઈએ.

**ઉર્મિની કેળવણી**–એકલા જવાની વૃત્તિમાં એનું આંતરમન જાણે અજાણે કોઈ નવી સત્તા સ્થાપી રહ્યું છે. માબાપ અને ટોળાનાયકને સટે કોઈ મોટી વ્યકિત તેનું સ્થાન લે છે. કુદરતદ્વારા એ એને શોધે છે. એના જીવન ધ્યેયમાં સત્ય, પ્રેમ અને સૌન્દર્ય અથવા એ બધાથી ભરપુર એવો એક મહાન પુરુષ આવે છે. ટોળામાંથી નીકળી તરુણ પોતામાં જ આવ્યો છે.

આ ઉમરે કળા કે કાર્યદ્વારા નવું સરજી એ આત્મસંતોષ લે છે. શરીરથી સરજવાની શકિત આમ એ કેળવણીદ્વારા કાર્યમાં વાળી રહ્યો છે.

તરુણના કાર્યનું ફળ મિત્ર કે વડિલને જ નહિ પણ પોતાને પણ સંતોષ આપે છે. એનામાં કાર્ય કરવાની પદ્ધતિ પણ આવી છે. તેની કેળવાયલી લાગણીઓ અને અંદરનો અવાજ એમાં ઉમેરો કરે છે.

ઘણા આ ઉમરે નકલ કરનારા બની જાય છે. પૂર્ણ વિકાસ પામેલો તરુણ નવું સરજે છે. તરુણના સરજનમાં

સંપૂર્ણ નવીનતા નહિ હોય—થોડી હશે; કારણ હજુ એ પોતાની જાતને એક કાર્યમાં સંપૂર્ણ અર્પી શકયો નથી. તરુણમાં નેતા થવાની શક્તિ છે. પણ પહેલે જ અખતરે એ જુએ છે, કે મોટેરાં તેને અનુસરવા તૈયાર નથી. તરુણ નાનાં બાલકો પાસે જાય છે. તેની આસપાસ બાલક, કિશોર અને બટુક વિંટળાય છે. કુમાર તો પોતામાંથી નેતાની પસંદગી કરે છે. સ્કાઉટીંગમાં આ વાત લક્ષમાં રાખી તરુણને પોતાથી નાનાને શિખવવાનું સોંપવામાં આવે છે.

મોટેરાંને દોરવા માગતો તરુણ પહેલે જ સપાટે હુકમ કરવા લાગે છે. પણ તેનો હુકમ માનવા કોણ તૈયાર હોય? અનુભવથી તે શીખે છે, કે હુકમ કરવો એ બરાબર નથી. તેમની પાસેથી માન કેમ સંપાદન કરવું? એને લાગે છે કે નેતા થવામાં તો ખૂબ શકિત જોઈએ. વળી જેને દોરવાં છે તેમને બરાબર સમજવાં જોઈએ. આમ એની જાતને એ વિસ્તૃત કરી તેમાં બીજાનો સમાવેશ કરે છે. જેટલાંનો સમાવેશ કરી શકે તેટલાંનો એ નેતા. આમ સંપૂર્ણ સ્વતંત્રતામાં ઉછરેલો તરુણ આવતી કાલની દુનિયાનો નાગરિક છે. એના અનુભવથી જગત આગળ ગતિ કરશે.

યુવાવસ્થા વિષે અમે 'સ્વાહા' નામનું જુદું પુસ્તક પ્રકટ કરવા માગીએ છીએ એમાં યુવકને લગતા નિત્યજીવનના પ્રશ્નો છણવામાં આવ્યા છે.

## ખામી ભર્યાં લાગતાં બાળકો

માબાપ કે શિક્ષક શાંતિથી કાળજીપૂર્વક વર્તે તો દેખીતી ખામી સુધરી જાય. પણ સજા કરે, ઠપકો આપે, લાલચ દેખાડે, વારંવાર ટોકે, કોઈની હાજરીમાં એની ખામી બતાવે, ભેળે ભેળે ફરજ પાડે, આળસુ, ઠોઠ, મૂર્ખ અને અક્કલ વગરનો કહે, બોધ આપે અને ટીકા કરે સુધરશે નહિ. એમ કરવાથી તો તમે એની ખામી પાકી કરો છો. નીચે બતાવ્યા પ્રમાણે વર્તવામાં આવશે તો થોડી મહેનતે એ સુધરી જશે.

| | કારણ | ઉપાય |
|---|---|---|
| ૧ ધાંધાટીઆં | નકલ કરતું હોય | શાંતિ |
| | જલદી થાકતું હોય | યોગ્ય કસરત |
| | નબળાઈ હોય | ખોરાકમાં ફેરફારી |
| | ઉકળાટ | ખુલ્લી હવા |
| | અતડાપણું હોય | બીજાને સહાય કરતાં શીખવો |
| | ધ્યાન ખેંચવા | બીજાનો વિચાર કરતાં શીખવો |
| | ઉતાવળ અને ફીકર | આરામ, પ્રોત્સાહન |
| | ઉશ્કેરાઈ જાય | સ્વચ્છતા અને સગવડ |

| | | |
|---|---|---|
| ૨ આળસુ | કામ ગમે નહિ | ઉપયોગ અને હેતુ સમજાવો |
| | મહત્વાકાંક્ષા ન હોય | સારૂં કાર્ય ને ઉત્સાહ આપો |
| | જવાબદારી ન લાગે | જવાબદાર બનાવો |
| | કામને વજુદ ન આપે | સરખામણી કરવા દો |
| | જાતે સૂઝ ન પડે | યોજના કરવા દો |
| | અચોકકસ | એને નકકી કરવા દો |
| | બીજામાં જ રસ રાખે | સ્નેહપૂર્વક રસ ઉત્પન્ન કરો |
| | વખાણની અપેક્ષા હોય | બીજાના વિચાર કરતાં શીખવો |
| | નબળાઈ હોય | ખોરાક, નિયમિતતા, આરામ |
| ૩ અણઘડ | પરાધીન | એને નક્કી કરવા દો |
| | બિન જવાબદાર | જવાબદાર બનાવો |
| | પોતામાં અવિશ્વાસ | એ કરી રાજી થાય એવું આપો |
| | સ્વમાનનું ભાન નહિ | પ્રસંગોપાત વખાણ કરો |

| | | |
|---|---|---|
| | આળસ | કસરત, ખોરાક, નિયમિતતા |
| | અચોક્કસ | એને નક્કી કરવા દો |
| ૪ મંદ | નિષ્ફળતા જ માની લે | થઈ શકે એવું કામ આપો |
| | પોતામાં અવિશ્વાસ | વખાણો |
| | ખોટી તૈયારી | યોગ્ય રીત દર્શાવો |
| | શેતલની પેઠ શરૂ કરે | પોતે સરજે એવું આપો |
| | અચોક્કસ | જવાબદારી ભર્યું આપો |
| | મહત્વકાંક્ષા ન હોય | સારું કાર્ય ને ઉત્સાહ આપો |
| | કલ્પિત બીક હોય | મીઠી મશ્કરીથી મટાડો |
| | ધ્યાન ન આપે | બીજું કામ આપો શરીર તપાસો |
| | ખરાબ તન્દુરસ્તી | ખોરાક, કસરત, આરામ, નિયમિતતા |
| | ભૂલકણું હોય | જુદી જુદી રીતે બતાવો |
| | યોગ્ય વર્ગમાં ન હોય | યોગ્ય સ્થળે મૂકો |

| | | |
|---|---|---|
| ૫ છેતરપીંડી કરે | પરિણામની બી'ક હોય | સંતોષજનક કામ આપો |
| | અણુવિશ્વાસ હોય | ઉત્સાહ આપો |
| | | પ્રશ્નો માગો |
| | સહેલો રસ્તો લેવા | વ્યક્તિગત કામ આપો |
| | પાસ થવા પુરતું | શિખવાની વૃત્તિ જગવો |
| | સ્વમાનનું ભાન નહિ | વખાણ કરો |
| | આગળ વધવાનો મોહ | મોટું, ભારે ને રસિક કામ આપો |
| ૬ ઉદ્ધત-અતડાપણું | અદેખાઈ | એને ગમતું શોધવા દો |
| | લાગણી પ્રધાન | સહાનુભૂતિ |
| | કહ્યું માને નહિ | એના કામમાં ડખલ ન કરો |
| | અસંતોષી | રસ–સ્નેહ |
| | પહેલા જ વિચારને વળગી રહે | જાતે નક્કી કરવા દો |
| | સ્વાર્થી | બીજાનો વિચાર કરતાં શીખવો |

| | | |
|---|---|---|
| | ધુની | વચ્ચે ન બોલાવો |
| | શંકાશીલ | બધામાં રસ લેતું કરો |
| ૭ અટકચાળું | ભૂલો કાઢવાની બી'ક | વખાણ કરો |
| | 'એમાં શું?' એમ માને | બીજાનો વિચાર કરતો કરો |
| | કલ્પિત બી'ક હોય | મીઠી મજાકથી મટાડો |
| | નબળાઈ, અશક્તિ | ખોરાક, નિયમિતતા, ઉંઘ |
| ૮ નાદાન | વધુ પડતી આવડ દેખાડે | સ્નેહ રાખો |
| | બીજામાં જ રસ હોય | રસ ઉત્પન્ન કરો |
| | જવાબદારી ન હોય | જવાબદાર બનાવો |
| | મહત્વાકાંક્ષા ન હોય | સારૂં કાર્ય અને ઉત્સાહ આપો |
| | અચોકકસ | ચોકસાઈ |
| | યોગ્ય વર્ગમાં ન હોય | યોગ્ય સ્થળે મૂકો |
| ૯ જક્કી, વલવલાટોઉં | મિથ્યાભિમાન હોય | બીજાનો વિચાર કરતું કરો |
| | સારાપણાનું અજ્ઞાન | શાંતિ. સારી વર્તણુક દર્શાવો |

| | |
|---|---|
| બહાદુરી બતાવવાની ટેવ | એને યોગ્ય સ્થાને વાળો |
| ખોટી શરમ | હિંમતપૂર્વક કાર્ય |
| ધ્યાન ખેંચવાની વૃત્તિ | રસ. બીજાનો વિચાર |
| અદેખાઈ | મિત્રતા |
| શરીર પર કાબૂ ન હોય | ધીમેથી કામ કરવા કહો |
| ખીજવે | શાંતિથી સમજાવો |

## ચંદ્ર ભીષ્મપ્રતિજ્ઞા

આ નાટકનું વસ્તુ સારૂં છે. ભાષા સરલ છે. કેટલાંક પદ્ય પ્રાસાદિક છે.

સ્વ. રા. બા. કમળાશંકર પ્રા. ત્રિવેદી.

વીરરસ, નારીપ્રતિષ્ઠા, સંસારભાવનું પુનર્વિધાન, તથા પુત્રભાવના અચ્છી રીતે આલેખાયાં છે. જ્યોત્સ્ના તથા ચંદ્રસિંહના આત્મસમર્પણની કથા અતીવ મધુરી યોજાઈ છે.

પ્રો. મંજુલાલ જ. દવે. એમ. એ.

## કૃષ્ણ વકિલાત

ગદ્ય અને પદ્ય બંનેને પોતાની કળાની સેવા વાસ્તે રા. પ્રેમયોગી બરાબર સાધી શક્યા છે. 'સાહિત્ય'

સમગ્ર નાટકનાં વસ્તુ, પાત્રાલેખન, તથા પ્રસંગ ઘટના, તેમજ રસની અપૂર્વતા, એ સર્વે આ એકાંકી નાટકની ઉત્તમતા સાબીત કરવા પુરતાં છે.

પ્રો. મંજુલાલ જ. દવે. એમ. એ.

## પ્રભાવતી

નાટકની ગુંથણી એકંદરે રસપ્રદ રીતે તેમ જ કુશળતાથી થઈ છે. 'ગુજરાત'

પ્રત્યેક મનોવૃત્તિવાળાં પાત્રોથી નાટક સુરમ્ય બન્યું છે. આવાં નાટકો ભજવાય તો રંગભૂમિ સુધરે એમાં સંશય નથી.

'પ્રતાપ'